બાલજીવન પુસ્તકમાળા-પુસ્તક ૧૮

# રણચંડી

લેખક,

વિઠ્ઠલરાય ચંદ્રેશ્વર આવસત્થી



: પ્રકાશક :

કરસનદાસ નારણદાસ બુકસેલર નાણાવટ, સુરત.

સન ૧૯૩૧ | કિં. ૧ આનો | આવૃત્તિ ૧ લી
સં. ૧૯૮૭

બાલજીવન પુસ્તકમાળા-પુસ્તક ૧૮

# રણચંડી

લેખક,

વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસત્થી



: પ્રકાશક :

કરસનદાસ નારણદાસ બુકસેલર નાણાવટ, સુરત.

સન ૧૯૩૧
સં. ૧૯૮૭

કિં. ૧ આનો

આવૃત્તિ ૧ લી

# બાલજીવન પુસ્તકમાળાનાં પુસ્તકો

(૧) વસંત .... .... ૦–૧–૦
(૨) સ્વામીભક્ત સુરપાળ .... ૦–૨–૦
(૩) બાલગીતમંજરી .... ૦–૪–૦
(૪) અમારી વાર્તાઓ .... ૦–૮–૦
(૫) આનંદધારા ભાગ ૧ .... ૦–૬–૦
(૬) અમારી બીજી વાર્તાઓ ૦–૮–૦
(૭) આનંદધારા ભાગ ૨ .... ૦–૭–૦
(૮) ,, ભાગ ૩ .... ૦–૮–૦
(૯) સરોવરની સુંદરી .... ૦–૨–૦
(૧૦) આનંદધારા ભાગ ૪ .... ૦–૮–૦
(૧૧) અમારી ત્રીજી વાર્તાઓ ૦-૧૨-૦
(૧૨) આનંદકુંજ ભાગ ૧ .... ૦–૮–૦
(૧૩) ફુલમાળા ભાગ ૧ .... ૦-૧૨-૦
(૧૪) ફુલમાળા ભાગ ૨ .... ૦-૧૨-૦
(૧૫) સારી સારી વાતો .... ૦–૮–૦
(૧૬) અજિત .... .... ૦–૧–૦
(૧૭) બાવલાનાં પરાક્રમો .... ૧–૦–૦
(૧૮) રણચંડી .... .... ૦–૧–૦
(૧૯) વનરાજ .... .... ૦–૨–૦
(૨૦) આનંદકુંજ ભાગ ૨ ....(છપાય છે)
(૨૧) બાળકોની રંગભૂમિ .... ૦-૧૨-૦

મુદ્રક: નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ
મુદ્રણસ્થાન: ધી "શંકર" પ્રીન્ટીંગ પ્રેસ, ચૌટાપૂલ–સુરત.

# રણચંડી

## ઓળખાણ

ફ્રાન્સ દેશ ઉપર દુઃખનાં વાદળાં ઉતર્યાં છે. અંગ્રેજ સેના મોટા લશ્કર સાથે આવી છે. આખું ફ્રાન્સ તરવારની અણીવતી સ્વાહા કરી જવા માગે છે. ફ્રાન્સમાં ચોમેર નિરાશા, સંતાપ ને દુઃખનો દાવાનળ ફેલાયો છે. કોઇને હૈયે હામ નથી. કોઈના મ્હોં પર નૂર નથી. પણ નિર્બળનું બળ રામજી પોતે છે. ભગવાને એ પ્રજામાં એક ખેડૂત કન્યામાં પોતાનો અંશ મૂકયો. એનું નામ જોન ઓફ આર્ક. એણે અંગ્રેજો સામે પડકાર કર્યો. ફ્રાન્સના લોકોને સ્વતંત્રતા મેળવવા જાગૃત કર્યા. પોતે રણચંડીનું સ્વરૂપ ધારણ કરી મેદાને પડી. એણે અંગ્રેજોની સેનાને ઠેરઠેર હાર ખવડાવી. અંતે એ પકડાઈ જાય છે. નિર્દય દુશ્મનો એને ડાકણ ગણી જીવતી બાળી મૂકે છે. છતાં એણે ફૂંકેલો સ્વતંત્રતાનો મંત્ર ફ્રાન્સે બરાબર ઝીલ્યો છે. અંગ્રેજોને પીછેહઠ કરી છેવટે ફ્રાન્સની ધરતીમાતાને છેવટના નમસ્કાર કરવા પડે છે.

આ વીરરસભર્યા નાટકમાં એ બધી વિગતો આવે છે. આ બનાવ ચૌદમી સદીનો છે.

## પ્રવેશ પહેલો

બાળકો—

પ્રભુ ! તુજ મહિમાનો નહિ પાર,
તુજ શક્તિ છે અપરંપાર;
સાચો તુંમાં જો વિશ્વાસ,
કોઈ કદી નહિ થાય નિરાશ.

**જોન ઓફ આર્ક**—બા, પાદરી સાહેબ રોજ પ્રાર્થના બહુ સારી કરાવે છે. અક્ષરે અક્ષર સાચી.

**તેની મા**—કેમ જીની,* શાથી તને સાચી લાગી ?

**જોન**—એ પ્રાર્થના થતી હતી ત્યારે ×સેઈન્ટ કૅથેરાઈન અને માર્ગારેટ મારે બન્ને પડખે ઉભાં રહીને મને કહેતાં હતાં કે પ્રભુમાં તારો સાચો વિશ્વાસ અમે જોઇએ છીએ. એટલે તું કદી નિરાશ નહિ થા ! તારો સદા વિજય થશે. માટે જા, અને ફ્રાન્સને ગુલામીમાંથી ઉગાર. વળી સેઈન્ટ મીકેલ પણ મારી સામે ઉભા રહીને હાથમાં તરવાર હલાવી મને તેમની પાછળ જવા ઈસારત કરતા હતા.

---

*જીની એ જોનનું ટુંકું નામ છે,—આપણે જેમ સવિતાને સવી, સુરબાળાને સરૂ, વગેરે કહીએ છીએ એમ.

×સેઈન્ટ એટલે સાધુ, મહાત્મા, ફીરસ્તા, દેવી.

મા–દીકરી, હજી તું નાની છતાં રોજ પ્રાર્થના કરવા દેવળમાં આવે છે, તેથી પ્રાર્થના સાંભળી સાંભળીને તું ગાંડી તો નથી થઈ ગઈ? મારે પાદરી પાસે મંતર માદળીયું કરાવવું પડશે.

જોન–ના બા, મને ગાંડી ગણશો નહિ. સેઈન્ટ માર્ગારેટ અને સેઈન્ટ મીકેલ મને હાજરાહજુર દેખાય છે, અને મને તેઓ આગ્રહ કરે છે કે–શાહજાદા §ડૉફીન ચાર્લ્સ પાસે જા, અને તેને કહે કે તને લશ્કર આપે. પછી લશ્કર લઇને તું ઓરલીન્સ ઉપર અંગ્રેજોએ ઘેરો ઘાલ્યો છે તે ઉપર તૂટી પડીને ઘેરો ઉઠાડજે. અમે તારી મદદે છીએ.

મા–અરે ગાંડી જીની, તું હજી બાળક છે. વળી છોકરીની જાત. તારાથી તે એવી લડાઇના રમખાણમાં જવાય?

જોન–તો મને કાકાને ઘેર જવાનું મન થયું છે, ત્યાં જવા દે. મારે જરૂર જવું છે. અહીં મને ગોઠતું નથી.

મા–ભલે, કાકાને ઘેર કાલ જજે, અને પાછી વહેલી વહેલી આવતી રહેજે.

---

§ ડૉફીન–ફ્રાન્સના રાજાનો વડો ગાદીવારસ પુત્ર ડૉફીન કહેવાતો.

## પ્રવેશ બીજો

**કાકા**—સરદાર રૉબર્ટ, મારી આ ભત્રીજી જોનને શાહજાદા ડૉફીનને મળવા ચીનોન જવું છે. માટે તેના રક્ષણ સારૂ સાથે થોડાં માણસ આપશો તો ઉપકાર થશે.

**રૉબર્ટ**—આવડી નાની છોડીને શાહજાદા પાસે શું કામ જવું છે ?

**જોન**—મહેરબાન સરદાર સાહેબ, મને સેઇન્ટ મીકલે સ્વપ્નમાં આવી કહ્યું છે કે તું શાહજાદા પાસેથી લશ્કર લઇને ઓરલીન્સ જઈ ત્યાંનો ઘેરો ઉઠાડ, અને સેઈન્ટ મીકલ મારી મદદે છે.

**રૉબર્ટ**—અરે છોકરી, તું શું અંગ્રેજોની સામે જઈ શકશે ? તે લોકો એક એક જણ પાંચ પાંચને પૂરા પડે તેવા છે.

**જોન**—એ જ તમને ખોટો વહેમ અને ખોટી બીક પેસી ગઈ છે. આપણને આપણા બળમાં અને આપણા ઈષ્ટદેવમાં વિશ્વાસ નથી. મને તો મારા પ્રભુમાં અને સાધુ મહાત્માઓમાં સંપૂર્ણ ભરોસો છે. મને તેમનાં દરરોજ દર્શન થાય છે. મને જે દેવવાણી સંભળાય છે તે જરૂર સાચી છે અને સાચી પડશે. માટે તમારા થોડાં માણસ મને ચીનોન ગામે પહોંચાડવા મોકલો તો આભારી થઈશ.

**હૅર્બર્ટ**—શાબાશ છોકરી તારી હિંમતને! ભલે જા, અને આ મારાં દશ માણસો રસ્તામાં તારૂં રક્ષણ કરશે. આ લે. આ એક સારો ઘોડો અને એક તરવાર પણ તને આપું છું.

**જોન**—સરદાર સાહેબ, તમારો ઉપકાર માનું છું. હું જે કહું છું તે સાચું જ પડશે. એ વાત તમે થોડા જ વખતમાં સાંભળશો એમ વચન પણ આપતી જાઉં છું.

**હૅર્બર્ટ**—(જોન ગયા પછી) વાહ, શું બહાદુરી ભરી છે આ છોકરીમાં! જાણે શૂરાતનની જ સુંદરી!

## પ્રવેશ ત્રીજો

**ડૉફીન ચાર્લ્સ**—છોકરી, તું મારી પાસે કેમ આવી છે? તારે શું કામ છે?

**જોન**—હું આપને રીમ્સમાં રાજમુગટ પહેરાવવા ઇચ્છું છું. અંગ્રેજ લોકો ધીમે ધીમે આખું ફ્રાન્સ પચાવી જવાની પેરવી કરી રહ્યા છે તેમને આપણા વહાલા ફ્રાન્સમાંથી પોબારા ગણાવી દેવા માગું છું.

**ડૉફીન**—દીકરી, તું હજી બાળક છે. તું શી રીતે એ મહાભારત કામ કરી શકીશ?

**જોન**—સેઈન્ટ માર્ગારેટ, સેઈન્ટ કેથેરાઈન—એ દેવીઓ તેમનાં હથિયારો લઇ મારી મદદમાં ઉભાં છે, અને સેઈન્ટ

મીકેલ તેમની અડગ તરવાર વીંઝતા મને વિજયની વાટે દોરી રહ્યા છે. મારી સાથે તમારૂં લશ્કર મોકલો. અને પછી જુઓ કે હું જય મેળવીને જ આવું છું. પ્રભુ ઉપર ભરોસો રાખો અને મારા વચનમાં વિશ્વાસ રાખો.

ડૅાફીન—બહેન, તું ડાહી દેખાય છે. તારી બોલવાની છટામાં અજબ તેજ ભર્યું છે. તારી વાતમાં મને વિશ્વાસ બેસે છે. આ મારૂં બધું લશ્કર, મારો ઘોડો, બખ્તર, અને સઘળો લશ્કરી સરંજામ હું તને સ્વાધીન કરૂં છું. આજથી તને મારી તમામ સેનાની સરદાર નીમું છું. લે, આ ફ્રાન્સનો વિજયવાવટો. તેમાં વચમાં પૂજ્ય પેગંબર ખ્રીસ્ત અને બે બાજુ ફ્રાન્સની ઉન્નતિ દર્શાવનારાં ખીલેલાં બે કમળો કોરાવેલાં છે.

જોન—નામદાર શાહજાદા, આ લશ્કર લઈ ઓરલીન્સ તરફ હું હવે સત્વર કૂચ કરૂં છું. અંગ્રેજો ઘેરો ઘાલી પડયા છે, તેમને પ્રભુની અને સાધુ મહાત્માઓની મદદથી જરૂર પાછા હઠાવીશ, અને તેમને આપણા દેશમાંથી પણ હાંકી કાઢીશ.

ડૅાફીન—વારૂ જા જોન, તારો વિજય ઈચ્છું છું. પ્રભુ જીસસની છબીવાળો આ વિજયવાવટો તને વિજય જ અપાવશે.

## પ્રવેશ ચોથો

પહેલો સિપાઇ—આ તે કોઈ જાદુગર બાઇ છે ? કે કોઇ આકાશી પરી છે ?

**બીજો સિપાઇ**—એ તો દેવદુહિતા છે, દેવદુહિતા ! ફ્રાન્સને પરદેશીઓના પંજામાંથી છોડાવવા એને પ્રભુએ મોકલી છે, એમ આપણા સરદાર સાહેબ કહે છે.

**ત્રીજો સિપાઇ**—ખરેખર, શું એના ચહેરાનું તેજ છે ! તે આપણને "આગળ વધો"ની હાકલ કરી જેવો ઘોડો મારી મૂકે છે કે તરત આપણાં રૂંવાડે રૂંવાડાં ઉભા થઇ જાય છે, અને જાણે તેની પછવાડે પૂર વેગે દોડી જવાય છે. એના શબ્દે શબ્દમાં કેવું શૂરાતન ભર્યું છે ! અને એની રગે રગમાં પવિત્ર લોહી ધબકી રહ્યું છે.

**ચોથો સિપાઇ**—હું તો તેના મ્હોંનું તેજ પણ ઝીલી શકતો નથી.

**પહેલો સિપાઇ**—એ જ સાચો પ્રભુબાલિકાનો પ્રભાવ.

**જોન**—આ ઓરલીન્સ આવ્યું. જુઓ પેલા લાલ ટોપી-વાળા અંગ્રેજો ચોમેર ઘેરીને ધુમી રહ્યા છે. સરદાર ડુનાસ, ઉપડો એકદમ, અને તૂટી પડો એ દુશ્મનો ઉપર. હું પણ આ આવી તમારી સાથે જ.

**અંગ્રેજો**—અચાનક તોફાની વાદળ જેવું આ ઝનુની દળ ક્યાંથી આવ્યું ? ભાગો, નાસો, જીવનને માટે નાસો.

**ફ્રેન્ચ લશ્કર**—મારો, કાપો, શૂરવીરો, કુદી પડો. જુઓ, આ દુશ્મનો નાસી જાય છે. પકડો, કેદ કરો.

**સરદાર ડુનોસ**—કિલ્લો ઓરલીન્સ સર થયો છે. જીવતા દુશ્મનોને કેદ કર્યા છે.

**જોન**—તેમને કેદી તરીકે ભલે રાખો, પણ તેમના ઉપર જરાય જુલમ નહિ થવા દેતા. હવે ચાલો લુવોર નદીને સામે કાંઠે. લુપ કિલ્લો અને ટુરેલ્સ કિલ્લો પણ હાથ કરી લઇએ.

**સરદાર અને સિપાઇઓ**—હા ચાલો, ઉપડો. જોન દેવીનો સદાય જય.

**એક સિપાઇ**—દેવી જોન, આ એક મોટી મજેની મચ્છી તમારે માટે પકડી છે. જરા નાસ્તો કરી લ્યો, અને પછી લશ્કર ઉપાડો તો સારૂં.

**જોન**-હજી એક મોટો મગરમચ્છ પકડવાનો છે. હમણાં નાસ્તો નહિ. વાળુ વખતે લાવજો. અંગ્રેજના મોટા સરદારને તે વેળા કેદ કરી લાવશું અને તેમને પણ તે ખવરાવશું.

સરદાર એલેન્કુ ! તમે પણ ચાલો અમારી સાથે. તમારા સમોવડીઆને પકડવામાં, અને જારગુ તથા એવા બીજા કિલ્લા લેવામાં તમારો ખાસ ખપ પડશે. અંગ્રેજના સૌથી મોટા જનરલ અર્લ સફોકને કેદ પકડી લાવી રાતે આપણી વિજય ઉત્સવની મીજબાનીના મહેમાન બનાવશું. તમારાં નવાં પરણેલાં

ડચેસ સાહીબાને મેં કહી દીધું છે કે–ડયુક એલેન્કુનો વાળ સરખો વાંકો નહિ થવા દઉં, અને તમને જેવા ને તેવા પાછા સોંપીશ. માટે ચાલો, વાર ન લગાડો.

## પ્રવેશ પાંચમો

**જોન**–આપણે અંગ્રેજના લશ્કરની પાસે આવી પહોંચ્યાં. ડયુક એલેન્કુ અને સરદાર ડુનોસ, અંગ્રેજોને આ સંદેશો મોકલો કે અત્યારે તો સાંજ પડી ગઈ છે, એટલે તેમના પર એક ઘા પણ કરવો નથી. રાતે તેઓ ભલે સુખે સુઇ રહે, અને આવતી કાલે પ્રભાતમાં તેઓ મેદાનમાં ઉતરી પડે. નહિ તો કિલ્લામાં પેસી કચ્ચરઘાણ વાળીશું.

( દૂત સંદેશો લઇને જાય છે )

**અંગ્રેજ સરદાર ટાલ્બોટ**–લોર્ડ સફોક સાહેબ, જુઓ તો, આ સ્ત્રીજાત છતાં કેટલો ગર્વ કરે છે! પણ ફિકર નહિ. આવતી કાલે તેની ખબર લેશું. જા દૂત, આવતી કાલ સવારમાં અંગ્રેજ સેના તૈયાર રહેશે, અને એ છોકરીનું પાણી ઉતારશે એમ કહેજે.

( રાત નિર્ભય વીતે છે અને સવાર પડે છે. )

**સરદાર ટાલ્બોટ**–( ઉઠીને ) ખરેખર, જોનમાં કાંઈક અલૌકિક અથવા સેતાની શક્તિ છે. તેની સરદારી નીચે

દરેક ફ્રેન્ચ સિપાઈમાં દશદશ માણસના જેટલું જોર આવતું જણાય છે.

**અર્લ સફોક**—હવે આ હસી કાઢવા જેવો મામલો રહ્યો નથી. આપણી બધી યુક્તિઓ અને રણસંગ્રામની વ્યૂહરચનાઓ જાણે તેની આગળ ખોટી પડે છે, અને આપણે એકકેયમાં ફાવતા નથી.

**ટાલબોટ**—હા, આપણા એકેએક કિલ્લા હાથમાંથી ગયા. લશ્કર પણ તમામ ખપી જવા આવ્યું; અને કદાચ ફ્રાન્સનો કિનારો પણ આપણે હવે છોડી જવો પડશે. નહિ તો જરૂર સપડાઇશું.

**અર્લ સફોક**—એક ગામડીયણ છોકરીથી સપડાઇએ, કે તેને શરણ થઇએ તો તો અંગ્રેજોનું નાક કપાય, અને આપણી વરસોની બધી મહેનત ઉપર પાણી ફરી વળે.

**જોન**—શાબાશ છે શુરવીર સરદારો. તમામ અંગ્રેજ સેનાનો કચ્ચરધાણ વાળી સઘળા કિલ્લા સર કર્યા છે. હવે પકડો આ તેમના બે સરદારોને.

( સિપાઇઓ તેમને પકડી લે છે. )

( અંગ્રેજ સરદારો તરફ ફરીને જોન કહે છે– )

શૂરા ટાલબોટ, હવે તમે અમારા કેદી છો. છતાં તમારા શૂરાતન માટે મને માન છે. અને મહાન અર્લ સફોક, આપે તો આપની

મોટાઇને યોગ્ય વીરતા બતાવી છે. પણ પ્રભુની મરજી હોય તેમ જ થાય છે. ઈશ્વરનો એવો સંકેત છે કે આપે અમારી સાથે લડાઈના કેદી તરીકે આવીને અમારા વિજય ઉત્સવની મીજબાનીમાં મહેનમાનગતી ચાખવી. તમને તમારા દરજ્જાના માન સાથે જ હું લઈ જઈશ.

( બન્નેને કેદી કરીને જોન લઈ જાય છે. )

## પ્રવેશ છઠો

**જોન**—નામદાર ડૉફીન સાહેબ, હવે આપ પધારો રીમ્સના પવિત્ર દેવળે. ફ્રાન્સની શહેનશાહતનો રાજમુગટ આપને શિરે ધરાવવાની શુભ ક્રિયા હવે ત્યાં જલદી કરવી છે. જરા પણ વાર નહિ લગાડતા.

**શાહજાદો ડૉફીન**—બહાદુર દેવદુહિતા, સાબાશ. તમે થોડા વખતમાં ઘણું કામ કર્યું, અને ઘણો શ્રમ ઉઠાવ્યો. તમારો અત્યંત આભાર માનું છું.

**જોન**—વારૂ, પણ જલદી કરો. હવે આ બધું લશ્કર આપની તહેનાતમાં હાજર છે, અને આપને શિરે રાજમુગટ ધરાવવા ઉત્સુક થઈ રહ્યું છે. માટે વહેલા તૈયાર થાઓ.

**ડૉફીન**—હું તૈયાર જ છું, અને આપ દેવદુહિતાના આદેશની રાહ જ જોઈ રહ્યો છું.

**જોન**—તો ચાલો, રીમ્સમાં પાદરી સાહેબને મેં કહી પણ રાખ્યું છે, અને તૈલાભ્યંગ તથા મુગટધારણની બધી વિધિ અને સામગ્રીની તૈયારી રખાવી છે.

( બધાં રીમ્સના દેવળમાં જાય છે. )

**જોન**—આપણે આવી પહોંચ્યાં રીમ્સના પવિત્ર દેવળમાં. પાદરીજી; નામદાર ડૉફીન ચાર્લ્સને રાજમુગટ પહેરાવવાની મંગળક્રિયા જલદી શરૂ કરો. શૂરા સરદારો અને અમીર ઉમરાવો, આવો. આજથી આપણા નામદાર ડૉફીન આખી ફ્રાન્સની શહેનશાહતના શહેનશાહ થયા છે. આ હું પહેલી એમના ચરણમાં વંદન કરૂં છું.

( ઘુંટણીએ પડીને નમે છે. )

આપ પણ બધા એમને હવે ફ્રાન્સ રાજ્યના નરેશ તરીકે વારા ફરતી નવાજશો.

( સૌ વારાફરતી નમે છે. )

**રાજા ચાર્લ્સ**—દેવી જોન, આપના આ અપાર ઉપકાર માટે હું શું બદલો આપું ? જે ઈચ્છા હોય તે માગી લ્યો.

**જોન**—મને તો મારૂં વહાલું ડોમ્રીમી ગામડું અને ત્યાંનો સાદો નિવાસ જ ગમે છે. માટે મને મારે હવે રાજી થઇને જવા દો, એટલું જ હું માગું છું. અને મારા ગામડીયા

ભાઇઓને ખાતર એટલી માગણી કરૂં છું કે–રાજ્યના કરવેરા જે બીજાં ગામો ઉપર નંખાય છે તેમાંનો એક પણ કર ગરીબ ડોમ્રીમી ગામડા ઉપર નહિ નાંખશો. તેને રાજ્યના કરોની કેવળ માફી બક્ષવા મારી પ્રાર્થના છે.

**રાજા ચાલ્સ**–તથાસ્તુ. ભલે, ડોમ્રીમી ગામ ઉપર તમારે ખાતર કોઇપણ જાતનો રાજ્ય હક કે કર નાંખવામાં નહિ આવે. અને આજે જ એ ગામના તમામ વેરાની માફીનો હુકમ બહાર પડશે.

**જોન**–બસ, એટલી જ મારી વિનંતિ છે. આપને ફરી વાર પ્રણામ કરી આશિર્વાદ આપું છું કે આપ સુખે રાજ્ય કરો. હું હવે મારે ગામડે જવા વિદાય લઉં છું.

(જોન જાય છે અને સૌ વળાવવા જાય છે.)

(પણ પ્રભુની ગતિ ન્યારી છે. મનુષ્ય બુદ્ધિ પળમાં પલટાઇ જાય છે. જોન ઓફ આર્કના ગયા પછી રાજા પંડે નબળો અને સ્વચ્છંદી હોવાથી સરદારો અને અમીર ઉમરાવોથી દબાઇ જાય છે. જોનને છેવટે અંગ્રેજોના હાથમાં સોંપવામાં આવે છે. એના ઉપર એક ડાકણ કે પિશાચ હોવાનો આરોપ મૂકાય છે. અંગ્રેજોની ન્યાય-કચેરીમાં જોનનો કેસ ચાલે છે. પણ તે તો ઇશ્વર ઉપર આસ્થા-વાળી હોવાથી તેની જુબાનીમાં મહાપુરૂષોનાં દર્શન અને દેવ–વાણી-ની જ વાત કહે છે. ભંભેરાયલા દંભી ન્યાયાધીશો વગેરે અમલદારો તેને ગુન્હેગાર ઠરાવી છેવટે જીવતી બાળી મૂકે છે. ૧૯ વરસની

આ વીર બાળાના છેલ્લાં ત્રણ વરસના પરોપકારી અને પરાક્રમી જીવનનો આ રીતે અંત આવે છે. આખરે બસેં વર્ષે ફ્રાન્સની બુદ્ધિ સત્ય જોઈ શકે છે, અને જોન–ઓફ–આર્કની સાચી દેશ સેવાની પીછાણ ત્યારે થાય છે. એટલે પછી તેને "સેઈન્ટ જોન–ઓફ–આર્ક"ની પવિત્ર પદવી આપીને તેનું કાયમી સ્મરણ રાખવાની ગોઠવણ થાય છે. એની પવિત્ર યાદગીરી ફ્રાન્સના અને બીજા દેશોમાં પણ અત્યારે મોજુદ છે.)

